

। શ્રીકૃષ્ણઃ શરણં મમ ।

શ્રીશંકર. ગ્રંથમાળા પુસ્તક ત્રીજું

# 卐 શ્રી કૃષ્ણ જન્મોત્સવ 卐


—: કર્તાશ્રી :—

પરમ પૂજ્યપાદ પરબ્રહ્મનિષ્ઠ

**સદ્‌ગુરૂશ્રી "શંકર" મહારાજ**

ભિનાવા તા.—સિદ્ધપુર

હાલ નિવાસ—હરિયાપુર મોટી સાલેપરી—**અમદાવાદ.**


"O my heart! Let us go to that country where The Lord shree krishna dwells. There the flute of the Infinite is played without ceasing."

Shree Shanker Maharaj.


પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી છપાવી પ્રસિદ્ધ કરનાર :—

**વ્યાસ કાળીદાસ ભીખાભાઈ**

હાથીશાની પોળ—**અમદાવાદ**

**પટેલ ડાહ્યાભાઈ પ્રભુદાસ** " "





સને ૧૯૩૯ : પ્રથમાવૃત્તિ સંવત ૧૯૯૫ :

પ્રતિ ૨૦૦૦

**મૂલ્ય ૦-૧-૦**

# ❊ જાહેર પ્રજાને જાહેર વિનંતી ❊

હમણાં થોડા સમય ઉપર કલોલવાસી બ્રહ્મભટ્ટ પ્રભુરામ ઉર્ફે શંકરપ્રભુ સુરજમલ તરફથી 'શંકર ભજનાવલિ' નામની ચોપડી બહાર પડી છે તેમાં ભજન નં. ૫-૧૪-૧૫-૧૯-૨૨-૩૮ આ છ ભજનો પ-પૂ શ્રી શંકર મહારાજ (ઉનાવાવાળા) કૃત શ્રી શંકરવિલાસમાંથી પૂ. મહારાજશ્રીની પરવાનગી વિના લઇ તેમજ તેમાં ઘણોજ અઘટિત ફેર ફાર કરી તેમણે (શંકરપ્રભુએ) છપાવ્યાં છે તો ભાવિકજનોને નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે કે ઉપરોકત ભજનો વાંચતાં પહેલાં શ્રી શંકર વિલાસમાં જોઈ સુધારીને વાંચવાં. પરવાનગી લઇ તેમજ કૈં પણ પ્રકારનો સુધારો વધારો કર્યા વિના છાપવું છપાવવું ઇષ્ટ છે પણ આવીરિતે અર્થાત્ પરવાનગી લીધા વિના તેમજ ઘરનું ડહાપણ વાપરી કડીઓ ગોઠવી છપાવવું તે તદ્દન અનિચ્છનીય છે. આશા છે કે આવા પ્રકારની તકલીફ અન્ય કોઇ પણ મહાશય લેશે નહિ.

# —: સમર્પણ :—

પ્યારા કૃષ્ણ !

અખિલ વિશ્વને સર્વ પ્રકારે ઈષ્ટ વસ્તુ અર્પનાર આપને અર્પણ કરવા જેવું તો હોયજ શું ? આમ છતાં ' આપશ્રીએજ પ્રેરણાદ્વારા રચાવેલી પૂ. મહારાજશ્રીની આ કૃતિ આપશ્રીનાજ પુનિત ચર્ણારવિંદમાં અર્પણ કરી અમારા નમ્ર પ્રયાસને અમો સફળ માનીશું.

લી. આપશ્રીનાજ નમ્ર ભક્તો,
કાળીદાસ તથા ડાહ્યાભાઈ



# ભૂમિકા

નાનકડું પણ પરમકૃપાળુ પરમાત્મા શ્રીકૃષ્ણના પરમભક્તોને અતિ ઉપયોગી થઈ પડે એવું પુસ્તક પૂ. મહારાજશ્રીની આજ્ઞાથી બહાર પાડતાં અમને ઘણોજ આનંદ થાય છે. અમદાવાદની ભાવિક જનતાના ભાવમય હૃદયોમાં અપૂર્વ પ્રેમરસ રેડી તૃપ્ત કરનાર તેમજ પરમાત્મ પ્રેમીઓના પરમતીર્થરૂપ શ્રી સરયુદાસજીના મંદિર તરફથી પૂ. મહારાજશ્રીને જન્માષ્ટમીના સંકીર્તન માટે આમંત્રણ મળેલું તેજ મીનીટે સ્વયં શ્રીકૃષ્ણની સબલ પ્રેરણા અંતરમાં ઉદ્ભવતાં પૂ. મહારાજશ્રીએ માત્ર એકજ દિવસમાં "શ્રીકૃષ્ણ જન્મોત્સવ" રચી જનહિતાર્થે પ્રસિદ્ધ કરવાની અમને આજ્ઞા કરી. આ વસ્તુ માટે સાચું માન તો શ્રી સરયુદાસ મંદિરના મહંતશ્રી સૂર્યપ્રકાશજીનેજ ઘટે છે કે જેમના પ્રેમ અને આગ્રહવશાત્ આ કૃતિ લખાઈ છે. આશા છે કે અમદાવાદ તેમજ અન્ય સ્થળોની ભાવિક જનતા ભાવપૂર્ણ હૃદયથી લાભ લઈ અમને કૃતાર્થ કરશે. ઇતિ શિવમ્

લી. પૂ. મહારાજશ્રીના નમ્ર સેવકો,

**વ્યાસ કાળીદાસ ભીખાભાઈ**

તથા

**પટેલ ડાહ્યાભાઈ પ્રભુદાસ**

# * શ્રી કૃષ્ણ જન્મોત્સવ *

## મંગલાચરણ

સુંદિર શ્યામસ્વરૂપ તું, અખિલ વિશ્વાધાર,
તારી પરમ કૃપા વિના, લખી શકું ન લગાર.
લખી શકું ન લગાર, લખું તો કોડી ન ઉપજે,
માટે સર્જનહાર, હૃદયમાં વિનતી મૂકજે.
કહે છે શંકરદાસ, હરિગુણ હરદમ ગાઉં,
જુઠો વિશ્વવિલાસ, ભજી તને ભવ તરી જાઉં.

### ગીત ૧

મ્હારી બુડતી નૈયા ઉગારો, હે કૃષ્ણ કન્હૈયા પધારો,
મ્હને આપનો સાચો સહારો, હે કૃષ્ણ કન્હૈયા પધારો.–ટેક.
પાપ અમાપ મેં અઘટિત કરીયું,
ભાવ કે ભક્તિનું ભાતું ન ભરીયું,
વ્હાલા વિષય[1] ને વિકારો,[2] હે કૃષ્ણ કન્હૈયા પધારો....મ્હારી....
પલભર પણ મન કયાંહિ ન ઠરતું,
ઘડી એક પણ પ્રભુ ભજન ન કરતું,
ઉઠી ગયો છે પતિયારો, હે કૃષ્ણ કન્હૈયા પધારો....મ્હારી....
મધ દરિયે મન વ્હાવરૂ મ્હારૂ,
કોઇ મળે નહિ ભવજલ તારૂ,
એકે રહ્યો નહિ આરો, હે કૃષ્ણ કન્હૈયા પધારો....મ્હારી...

---

૧. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ, ૨. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર.

શંકર હરિ ગુરૂ સંત ચરણમાં,
આવી પડયો પ્રભુ આપ શરણમાં,
નટવર તારો કે મારો, હે કૃષ્ણ કન્હૈયા પધારો....મ્હારી....

## ગીત ૨

કૃષ્ણ કન્હૈયા મોરલીવાળા, મ્હારા મંદિર આવોરે,
મ્હારા મંદિર આવો, માવા, આંગણીયું શોભાવોરે....કૃષ્ણ.–ટેક
રાત દિવસ હું ઝંખું રસીયા, શાને થયો અભાવોરે,
હૈયું લઇને હરિ પડી છું, શામળીયા ન સતાવોરે....કૃષ્ણ....
મનહર મુખ જોવાને માટે, મનમાં ખૂબ ઉમાવોરે,
નયન કમળની કીકી નટવર, નાશીને કયાં જાવોરે....કૃષ્ણ....
ડહાપણ અને દયાના સાગર, કેમ કરો દગો આવોરે,
એવો શું અપરાધ અમારો, વ્હાલા કહી સંભળાવોરે....કૃષ્ણ....
આપ વિના ગોઠે નહિ ઘરમાં, જરા દયા કૈં લાવોરે,
શંકરના સ્વામી શામળીયા, ખૂબ નહિ તલસાવોરે....કૃષ્ણ....

## ગીત ૩

હાંરે મ્હારા મંદિરે પધારો મહારાજરે, રંગીલા રાય રણછોડજી,
,, કરો પાવન મહૂલી પ્રભુ આજરે, રંગીલા રાય રણછોડજી.–ટેક.
ધન્ય ધન્ય ઘડી આજની, ધન્ય ધન્ય દિન આજ,
દર્શન થાતાં આપનાં, સરીયાં સઘળાં કાજ.
હાંરે થયો આનંદ અમોને પારાવારરે, રંગીલા રાય રણછોડજી,
,, હવે સુનો લાગે છે આ સંસારરે, રંગીલા રાય રણછોડજી,
હાંરે મ્હારા મંદિરે.......
મંગલ મૂર્તિ આપની, જોતાં તૃપ્તિ ન થાય,
પ્રેમામૃતના પાનથી, પાપ સમૂળાં જાય.

હાંરે મ્હારે એકજ છે આપનો આધારરે, રંગીલા રાય રણછોડજી,
,, મ્હને પરવા ન કોઇની લગારરે, રંગીલા રાય રણછોડજી,
હાંરે મ્હારા મંદિરે........

સંશય વન સળગી ગયું, ઉજ્જડ થયું અજ્ઞાન,
પ્રભુપદ પંકજ પૂજતાં, થયું સ્વરૂપનું ભાન.
હાંરે કાયા શહેરમાં વરતાયો જયજયકારરે, રંગીલા રાય રણછોડજી.
,, બોલ્યાં પામર જીલે શકે શું ભારરે, રંગીલા રાય રણછોડજી,
હાંરે મ્હારા મંદિરે........

એકજ વિનતી આપને, હે શ્રી રણછોડરાય,
મન મંદિરમાં આપનાં, પલપલ દર્શન થાય.
હાંરે દાસ શંકર હરિના ગુણ ગાયરે, રંગીલા રાય રણછોડજી,
,, હરિ ભાવના ભૂખ્યાજ છે સહાયરે, રંગીલા રાય રણછોડજી,
હાંરે મ્હારા મંદિરે........

## ગીત ૪

( રાગ—તારો નેડો લાગ્યો... )

જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે, જયશ્રી કુંજ વિહારીરે,
જયશ્રી કુંજ વિહારી, પ્યારે, જયશ્રી ગિરિવરધારીરે....
જયશ્રી કૃષ્ણ.—ટેક.

ભકતજનોનો ભય દૂર કરવા, આપ બન્યા અવતારીરે,
દાનવદલનો નાશ કરીને, ભકત લીધા છે ઉગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

જન પેઠે નહિ જનમ તમારો, માયા માત્ર પ્રસારીરે,
જાણ્યા વિના જે જીવ તાણે, તેની મતિ ગઈ મારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

અકળિત ખેલ અપાર તમારા, પણ પરમાનંદકારીરે,
બ્રહ્માદિક પણ ભેદ ન જાણે, દુનિયા કોણ બિચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જાણે તે તો તાણે નહિ પણ, મૂર્ખ કરે કીસીયારીરે,
ફોગટ શુંક ઉરાડી ફૂલે, ઓઢીને અંધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
"દેવ આગળ ડહાપણ નહિ ચાલે," તોપણ તાકે બારીરે,
તેવા જનનું નામજ લેતાં, લાજે છે જીભ મ્હારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જયાં જયાં જોઉં ત્યાં ત્યાં જીવણ, આપની મૂર્તિ પ્યારીરે,
નજરે બીજું કાંઇ ન આવે, નિશ્ચલ દૃષ્ટિ મ્હારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જળમાં સ્થલમાં સૌ દેવળમાં, જોયું ખૂબ વિચારીરે,
એકજ આપ અનેકરૂપે થઇ, વિધ વિધ વૃત્તિ ધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
નટવર નામ નિરંતર જાપું, છોડી સૌની યારીરે,
છોને દાઝે બળતી દુનિયા, કોણ ગણે કલ્વારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જન્મ મહિમા ગાવા ઝંખું, પણ પામર મતિ મ્હારીરે,
કરૂણા કરી જો નહિજ લખાવો, તો જશે લાજ તમારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
અંતરમાં રહી અંતરયામી, હોડી હયો હંકારીરે,
કરૂણા હોય જો આપની તો તો, ઉતરીએ ભવપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

કોઇ પૂછે જો આપ વિષે તો, કહેવું પડે વિસ્તારીરે,
એથીજ આપને આગળ કરીને, કાવ્ય કરૂં હિતકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
આપની જન્મ કથા આ જગમાં, સૌને લાગે સારીરે,
તોપછી હું તો આપનો કિંકર, કેમ ન લાગે પ્યારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
કયારે આવ્યા ? કેમજ આવ્યા ? શિદ થયા સંસારીરે,
એનો ભેદ જે આપે આપ્યો, તે કહું હું વિસ્તારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
એક સમય આ અવનિ ઉપર, પાપ વધી ગયું ભારીરે,
જુલ્મી લોકે જોર આદરીયું, જામી રાત અંધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જયાં જુઓ ત્યાં તોબા તોબા, ત્રાસ અનેક પ્રકારીરે,
ભકતોને ભયમાં જોઈને, પૃથ્વિ થઇ દુઃખીયારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ત્રાસ અતિશય પામી પૃથ્વિ, ગરીબ ગૌરૂપ ધારીરે,
અજ[1] પાસે જઈ અર્જ ગુજારી, વંદી વારંવારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
દેવસહિત પૃથ્વિને લઈ અજ, વળી સાથે ત્રિપુરારીરે,
ક્ષીર સાગરના કાંઠે જઇને, આરાધ્યા મુરારિરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
પુરૂષ સૂક્તથી સ્તુતિ ગાઈ, કરી સમાધિ સારીરે,
તેમાં શ્રવણ કરી નભવાણી, સૌને કહી વિસ્તારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

---

૧—બ્રહ્મા.

હે દેવો ! વિનતીના પહેલાં, વ્હાલે વાત વિચારીરે,
ડહાપણ અને દયાના સાગર, દેવે અર્જ સ્વિકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
પરમ પુરૂષ શ્રી વિષ્ણુ પોતે, સુંદિર સ્વરૂપ ધારીરે,
નિજ માયાથી જન્મી જગમાં, કરશે લીલા સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ભકતોને ભયથી છોડાવી, અસુરને સંહારીરે,
પૃથ્વિ પરનો બોજો સઘળો, દેશે એ ઉતારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જ્યાંસુધી તે ભૂપર વિચરે, ત્યાંસુધી કરી તૈયારીરે,
અંશોથી સૌ યાદવ થાઓ, યાદવ સ્ત્રી-તમ નારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
શ્રી વસુદેવને ઘેર જનમશે, પોતે શ્રીમુરારિરે,
તે પહેલા ત્યાં શેષ જનમશે, શ્રીહરિને સુખકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
આ ઉપરાંત શ્રી વિષ્ણુમાયા, જગ મોહિત કરનારીરે,
વિષ્ણુની આજ્ઞાથી જનમી, લીલા કરશે ન્યારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
આજ્ઞા આમ કરી દેવોને, પૃથ્વિને પણ ઠારીરે,
અજ પોતે અજપુર પધાર્યા, થાય અહિં તૈયારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
પૂર્વે એક યદુવંશી રાજા, [1]શૂરનામક મહાભારીરે,
મથુરે રહી માથુર[2] ને શૂર[3]ને, ભોગવતો બલધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

---

૧–શૂરસેન નામનો રાજા. ૨–માથુરદેશ. ૩–શૂરસેનનામનો દેશ

ત્યારથી માંડી મથુરા નગરી, યાદવની હિતકારીરે,
રાજધાની થઈ હતી જ્યાં, વસે સદાય મુરારિરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
એક સમય શૂરસુત વસુદેવે, વરી શ્રી દેવકી નારીરે,
દેવકી સહ સ્વગૃહે જવાને, રથ ઉપર કરી સ્વારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ઉગ્રસેનસુત કંસ તે વેળા, કુડ કપટ વિસારીરે,
લગામ લઇ રથ હાંકવા બેઠો, બહેન રીઝવવી ધારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ઢોલ નગારાં શંખ ને વાજાં, વાગ્યાં વિવિધ પ્રકારીરે,
આનંદ મંગલ વરતાયે ત્યાં, ગીત ગાયે સન્નારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
એજ સમયમાં નભવાણી કહે, હે કંસ! અવિચારીરે,
જે દેવકીને રથમાં લઇ તું, જાય તે જોખમકારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
કારણ તેનો ગર્ભ આઠમો, નાખશે તુજને મારીરે,
માટે મૂર્ખા! સમજી મનમાં, ચેતી જા આ વારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
જોઇ આવું અસભ્ય વર્તન, વસુએ વખત વિચારીરે,
સામ ને ભેદથી સમજાવ્યો પણ, સમજ્યો નહિજ લગારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ખૂબ મીઠાશ ખવાડી તોપણ, ખળની જડ રહી ખારીરે,
પત્થરમનનો પાપી દાનવ, પલળ્યો નહિ તલભારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

છેવટ મન મારી વસુદેવે, એકજ શોધી બારીરે,
ગર્ભ સોંપવા ખુશી બતાવી, બચાવવા નિજ નારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

હસતા મોંઢે કહ્યું કંસને, રોકો રીસ તમારીરે,
કેવળ ગર્ભતણી બ્હીક તમને, પણ નહિ લેશ અમારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તો હું તેના સર્વે ગર્ભો, સોંપી દઈશ [1]સુરારિરે,
ચૂક પડે જો વાણીમાં તો, વચમાં શ્રી મુરારિરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

શ્રદ્ધા રાખી વસુવચન પર, કંસે રીસ ઉતારીરે,
સમજી શાંત થયો શઠ મનમાં, વસુએ નાર ઉગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

પછી પ્રસૂતિ સમય આવતાં, હર વર્ષે હિતકારીરે,
એક એમ સુત આઠ ને પુત્રી, જન્મી કુખ ઉજીયારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

પુત્રોમાં પહેલો કીર્તિ[2] તે, વસુએ કરમાં ધારીરે,
સોંપ્યો જ્યારે જઈ કંસને, કંસ ખુશી થયો ભારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

સાચી નિષ્ઠા જોઈને કંસે, સુંદિર વાણી ઉચ્ચારીરે,
હે વસુદેવ ! પાછો લઈ જાઓ, એથી ભય ન લગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

---

૧–દેવતાઓનો શત્રુ. ૨ કીર્તિમાન.

નભવાણીએ કહ્યું અષ્ટમથી, નિશ્ચય ઘાત છે તારીરે,
તોપછી શિદ હું મારૂં આને, ધન્ય છે નીતિ તમારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
'બહુ સારૂં' કહી વસુ ચાલીયા, પણ શ્રદ્ધા ન લગારીરે,
જાણે કોણ કે કયારે વિફરે, વિષયી પાપાચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
" નંદ વગેરે ગોપ ગોપીઓ, વસુઆદિ નરનારીરે,
જે અનુસરો રહ્યા તે સર્વે, દેવ દેવિ અવતારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
પૃથિવના બોજારૂપ દાનવ, સૌને દઇ સંહારીરે,
ધર્મ સનાતન સ્થાપી જગમાં, ભક્તને લેશે ઉગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
માટે જો ચેતી ચાલીશ તો, જડશે કૈં પણ બારીરે,"
એમ કહી નારદજી ચાલ્યા, ભડકયો પાપાચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
નારદ ગયા પછીથી કંસે, યાદવને સુર ધારીરે,
દેવકીના કોઇપણ સુતથી, નિજ મૃત્યુ વિચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
શ્રીવસુદેવ ને દેવકીજીને, કરમાં બેડી સારીરે,
નાખી કેદ કર્યાં ને હણવા, સર્વે ગર્ભો ધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
'આ વિષ્ણુ હશે' એમ માનીને, હણવા માંડયો સુરારિરે,
પૂર્વ કાળનું જ્ઞાન હતું એથી, ઉરમાં વાત ઉતારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

યદુ–ભોજ ને અંધકવંશી, નિજ તાત પણ લારીરે,
કેદ કરી નાખ્યા સર્વેને, કોઈની નહિ પતિયારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....
મગધરાજ શ્રીજરાસંધની, સહાય કંસને સારીરે,
એથીજ આ ઉપાડ કર્યો ને, યાદવ નાખ્યા મારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....
કંસથી દુઃખ પામીને યાદવ, સમરી શ્રીગિરિધારીરે,
કુરૂ આદિ વિદેશમાં વસીયા, સૌ સૌનું પરવારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....
કોઇક યાદવ કંસની સેવા, કરવા લાગ્યા સારીરે,
કંસે દેવકીના છ પુત્રો, જન્મતાં નાખ્યા મારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....
હર્ષ શોક વૃદ્ધિકર સપ્તમ, ગર્ભ રહ્યો જે વારીરે,
જેને વિષ્ણુઅંશ કહ્યો છે, સહસ્ર ફણાઓ ધારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે ..
કંસનો ભય યાદવને જોઇ, આજ્ઞા કરી મુરારિરે,
મોકલી માયાને વ્રજમાં જ્યાં, નંદની રોહિણી નારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે...
કહ્યું કે દેવકી ગર્ભ ઉપાડી, રાખી ખૂબ હોંશીયારીરે,
મૂકીને રોહિણીના ઉદરમાં, થાજે નંદકુમારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....
તે પછી હું મમ પૂર્ણ સ્વરૂપથી, દેવકી કૂખ ઉજીયારીરે,
પુત્રરૂપે થઇ ઝૂલીશ પારણે, અરૂપ છતાં રૂપ ધારીરે,
જયશ્રી કૃષ્ણ કનૈયા પ્યારે....

બહુ રૂપે તને પુજશે દુનિયા, મહિમા ગાશે ભારીરે,
ખેંચી કાઢીશ તે સંકર્ષણ, કહેશે સૌ સંસારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
આજ્ઞા સુણી 'બહુ સારૂં' કહી, ઇષ્ટ વચન શિરધારીરે,
કહ્યા પ્રમાણે કર્યું આવીને, જાણે શું સંસારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
દેવકીગર્ભ મૂકયો રોહિણીમાં, સહજમાં બાજી સુધારીરે,
સાતમો ગર્ભ પડી ગયો એમજ, કહે સકળ નરનારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
અહિં વસુદેવના મનમાં પ્રગટયા, પૂર્ણ સ્વરૂપે મુરારિરે,
તેજ સમયથી શ્રીવસુદેવની, મૂર્તિ મંગલકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
દેવકીએ વસુમન સ્થાપિતને, મનથીજ મનમાં ધારીરે,
હરદમ હરિને ભજવા લાગ્યાં, દીપે દેહ અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...
દેવકીને રૂપવંતી જોઇને, કંસે લીધું વિચારીરે,
મમ મૃત્યુ કરનારો હરિ અહિં, આવી ગયો આ વારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...
હરતાં ફરતાં ઉઠતાં બેસતાં, હરદમ હરિ મન ધારીરે,
અગણિત તર્ક કર્યા પણ એકે, હાથમાં આવી ન બારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
વૈરભાવથી પણ શ્રીહરિની, રાહ જુવે સુરારિરે,
ચેન ન પડતું એક ઘડી પણ, મનમાં માળા ધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

અખિલ જગત્ હરિમય ભાસે છે, જેને હરિથી યારીરે,
વ્હાલપણે કે વૈરભાવથી, નિશ્ચય મુકિત થનારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તે પછી બ્રહ્માદિ દેવો સૌ, પૃથ્વિ ઉપર પધારીરે,
શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા, સર્વે વિવિધ પ્રકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

સ્તુતિ કરી પછી દેવકી પ્રત્યે, સુંદરવાણી ઉચ્ચારીરે,
અમ હિત માટે તમ ઉદરમાં, આવ્યા શ્રીમુરારિરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

ડરશો નહિ આ કંસ રાયથી, એની છે તૈયારીરે,
મૃત્યુ તેનું નજીક આવીચું, મરશે પાપાચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

સ્તુતિ કરીને દેવો સર્વે, આગળ અજ–ત્રિપુરારિરે,
સૌ સૌના સ્થાનેજ સીધાવ્યા, અંતર હર્ષ અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તે પછી જ્યારે અજરોહિણી, નક્ષત્ર સુખકારીરે,
સર્વ પ્રકારે સર્વત્ર સુખ, શાંતિ છાંય પસારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

ઠામે ઠામે મંગળ ગીતડાં, ગાઈ રહ્યાં નરનારીરે,
આનંદ ઉત્સવ ઉજવાયે ને, વાગે વાદ્ય અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

ત્યારે મધ્યરાત્રિના સમયે, જામી રાત અંધારીરે,
દેવ સ્વરૂપ શ્રી દેવકી વિષે, પ્રગટયા શ્રીમુરારિરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તે વેળા વસુદેવજીએ, ત્યાં જોઇ મૂર્તિ પ્યારીરે,
અદ્‌ભુતબાળનું દર્શન થાતાં, દેહની બુદ્ધિ વિસારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તેનાં નેત્ર કમળ જેવાં ને, ચારભુજાઓ ધારીરે,
શંખ ચક્ર ગદા અને પદ્મ, શોભા આપે સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

શ્રીવત્સનું ચિહ્ન શરીર પર, કંઠે કૌસ્તુભ ભારીરે,
માથે મુકુટ ને કાને કુંડળ, આપે તેજ અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

ગાઢ મેઘ સમ સુંદિર પોતે, પીળાં પિતાંબર ધારીરે,
પુત્ર રૂપે શ્રીહરિને જોઇ, શ્રી વસુદેવ આભારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

જન્મોત્સવ ખૂબ પ્રેમથી કરીને, જાણી લીલા હિતકારીરે,
"પરમ પુરૂષ છે" એમજ માની, વંદ્યા વારંવારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

શ્રી વસુદેવે શ્રીહરિ સ્તુતિ, ગાઇ વિવિધ પ્રકારીરે,
વિતી ને વિતનારી વાતો, કહી સંભળાવી સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તે પછી દેવસ્વરૂપ દેવકીએ, આરાધ્યા મુરારિરે,
સ્તુતિ કરી રૂપ અટપી લેવા, વિનવ્યું વારંવારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

પૂર્વકથા કહી શ્રી ભગવાને, નિજ જનનીને ઠારીરે,
પુત્રરૂપે મળવાનું કારણ, સમજાવ્યું તે વારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

"જે જે જીવ જે ભાવથી ભજતું, તે તે રૂપ હું ધારીરે,
સમય આવતાં દર્શન આપી, તેને લઉં છું તારીરે,"
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

ડરતા હોય જો કંસરાયથી, તો હે તાત ! આ વારીરે,
ગોકુળમાં લઇ ચાલો મુજને, વાર કરો ન લગારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

નંદની સ્ત્રી યશોદાના ઉદરથી, જન્મી માયા મ્હારીરે,
તેને તાત તમે અહિં લાવો, મટશે બ્હીક તમારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

એમ કહી હરિ નિજમાયાથી, નાનકડું રૂપ ધારીરે,
પ્રાકૃત બાળકરૂપ થઇ બેઠા, વસુએ વાત વિચારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

પુત્ર લઇ ગોકુળમાં જાવા, તાતે કરી તૈયારીરે,
તેજ સમયે યશોદાના ઉદરથી, જન્મી બાળકી સારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

શ્રીવસુદેવને સાનુકુળતા, મળી ગઈ સર્વપ્રકારીરે,
પુત્ર મૂકીને પુત્રી લાવ્યા, કલેશ રહ્યો ન લગારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

માયા પ્રભાવથી યશોદાએ, શુદ્ધિ સર્વ વિસારીરે,
પુત્ર–પુત્રીનું ભાન રહ્યું નહિ, હરિ માયા કૈં ન્યારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

બાળક શબ્દ સુણીને અનુચર, જાગ્યા અહિં તે વારીરે,
જઇને આપી ખબર કંસને, ભડક્યો પાપાચારીરે,
  જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

ઠોકર ખાતો નિશાબાજ સમ, મન પણ વિહ્‌વળ ભારીરે,
પાપી પ્રસૂતિગૃહ જઈ પહોંચ્યો, અંતર રોષ અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તે સમયે સતી દેવકી બોલી, કરગરી વારંવારીરે,
જો તને પુત્ર થશે તો પુત્રી, પરણાવીશ હું મ્હારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

હે ભ્રાતા! મમ પુત્રી થાશે, પુત્ર વધુ આ તારીરે,
તેથી હણવા યોગ્ય નથી આ, લે તું વાત વિચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

દેવ પ્રેરિત તેં પુત્રો મ્હારા, ઘણાય નાખ્યા મારીરે,
માટે માર નહિ-હું તારી, નાની બહેન બિચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

આમ કહ્યું બહુ કરગરી ત્હોયે, માન્યું નહિજ લગારીરે,
ઝુંટાવી લઈ પત્થર ઉપર, પટકવાની તયારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

પત્થર ઉપર પટકતાં પહેલાં, છટકી અજબ પ્રકારીરે,
ગગને જઈ દેખાવા લાગી, આઠ ભુજાઓ ધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

સુંદિર સ્વરૂપ તે દેવિનું, સર્વ રિતે શણગારીરે,
શંખ ચક્ર ને ગદા આદિથી, શોભી રહી હતી સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હયા પ્યારે....

પુષ્કળ બલિ લઈ આવ્યા સિદ્ધો, સ્તુતિ કરે અપારીરે,
તે સમયે તે મહાદેવિએ, સુંદિર વાણી ઉચ્ચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

'મ્હને મારવાથી શું વળશે'? સુણ હે કંસ સુરારિરે,
કોઇ સ્થળે પણ જન્મી ચૂકયો, તારો શત્રુ ભારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
મારે કાં તું આ બેઉને, ફોગટ શંકા ધારીરે,
અપરાધી નહિ એકે આમાં, સાચી વાત આ મ્હારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
મહાદેવિની મીઠી વાણી, મનમાં ખૂબ વિચારીરે,
કંસ અતિ વિસ્મય ત્યાં પામ્યો, નીતિ ઉર ઉતારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
વાણી સાચી માની પોતે, પસ્તાવો કરી ભારીરે,
બહેન બનેવી ઉભય ચરણમાં, પડીયો પાપાચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ગુન્હા વિના મેં ઘણાંજ દુભવ્યાં, સુત નાખ્યા સંહારીરે,
તે માટે મ્હને માફ કરીને, આશિષ આપો સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
થાવાની જે વાત હોય તે, નિશ્ચય છે થાનારીરે,
ભાવિ આગળ બ્રહ્માદિકનું, પણ ચાલે ન લગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
આમ કહીને શાંત રહ્યા ત્યાં, પાપી દુરાચારીરે,
શ્રીવસુદેવ ને દેવકીજીએ, કહ્યાં વચન સુખકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....
ઉલટું આશ્વાસન આપીને, પાપીનું મન ઠારીરે,
જાણે છતાં અજાણ્યાં રહીને, કહી શિખામણ સારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

કંસે કેદથી મુક્ત કરીને, વંદી વારંવારીરે,
સુખેથી સ્વમંદિર પધારો, એમ ગિરા ઉચ્ચારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે,....

નીકળીને નિજ મંદિર આવ્યાં, બેઉ નર ને નારિરે,
હરદમ શ્રીહરિ ભજવા લાગ્યાં, મનની બ્હીક વિદારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

અહિં ગોકુળમાં સવાર થાતાં, જાગ્યાં સૌ નરનારીરે,
ખબર પડી કે યશોદા પેટે, પુત્ર થયો જયકારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

નંદને આનંદ માય ન ઉરમાં, સ્નાનાદિક પરવારીરે,
જ્યોતિર્વિંદ બ્રાહ્મણ બોલાવી, આપ્યું માન અપારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

સ્વસ્તિવાચન કરાવી નંદે, જાત ક્રિયા પણ સારીરે,
વિધિવત્ પિતૃ ને દેવનું પૂજન, કરાવ્યું ધર્મ વિચારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

ગાય રત્ન ને વસ્ત્રાદિકનું, દાન કર્યું બહુ ભારીરે,
બ્રાહ્મણ ભાટ ને ચારણલોકે, આપી આશિષ સારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

કાળથી પૃથ્વિ આદિ પાવન, સ્નાનથી કાયા સારીરે,
ધોવાથી મેલાં વસ્ત્રો પર, મેલ રહે ન લગારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તપથી ઇંદ્રિયાદિક પાવન, યજ્ઞથી ધર્માચારીરે,
સંસ્કારોથી ગર્ભાદિક ને, દાનથી વિષ્ણુનારીરે,
 જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

તૃપ્તિથી મન–વિદ્યાથી જીવ, શંકા નહિ તલભારીરે,
પણ જાણ્યા વિના સૌ વાતો, જણાય જોખમકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

ગોકુળીયામાં ઘર ઘર ઉત્સવ, ઉજવાયે આ વારીરે,
નાનું સરખું ગામડીયું પણ, ઠીક દીધું શણગારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

શોભા અનુપમ કહી ન જાયે, વાજાં વિવિધ પ્રકારીરે,
ગોપ ગોપીઓ ગમ્મત કરતાં, સુંદિર શબ્દ ઉચ્ચારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

સુંદર વસ્ત્રાભૂષણ ધારી, ઘરનાં કામ વિસારીરે,
નંદરાયને ત્યાં સૌ દોડી, આવે છે નરનારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

મનહર મૂર્તિ નંદકુંવરની, ન્યાળી વારંવારીરે,
આનંદમંગલ ગાયે અદકાં, અંતર હર્ષ અપારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

" હે પરમેશ્વર! આ બાળકની, રક્ષા કરજો સારીરે",
સર્વે આવી આશિષ આપે, મનમાં મૂર્તિ ધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

વ્હાલે વ્રજને પાવન કીધું, નંદને ઘેર પધારીરે,
આનંદોત્સવ ઉજવાયો ને, હરખ્યાં સૌ નરનારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

ગાઈ ગાઈને શું ગાઉં હું, પામર બુદ્ધિ મ્હારીરે,
તોપણ જે આપે ગવરાવ્યું, તે ગાયું ગિરિધારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

આ ગાશે તે વૈકુંઠ જાશે, શંકા નહિ તલભારીરે,
શંકા કરશે તો તે મરશે, નર્કતણોજ અધિકારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે....

વ્હાલા શું હું વર્ણી જાણું, લીલા અકળ તમારીરે,
શંકર આપ ચરણનો ચાકર, ભાવતણોજ ભિખારીરે,
જયશ્રી કૃષ્ણ કન્હૈયા પ્યારે...

## ગીત ૫

હરખી, હરખી, હરખી મનમાં, હરખી હરિગુણ ગાવોરે,
આડા ને અવળા મારગડા મેલી, સીધા મારગડે આવોરે,
સીધો મારગડે આવો, મ્હારા વ્હાલા, સાચા મારગડે આવોરે,
હરખી હરખી....ટેક....

સર્વ જીવોના મન મંદિરમાં, મ્હાલી રહ્યો મ્હારો માવોરે,
ભાવ ભકિતથીજ વશ થાય વ્હાલો, માટે મંડપડા રોપાવોરે...
હરખી હરખી....

સદ્દગુણની સામગ્રી એકઠી કરીને, શામળાને સ્નેહથી તેડાવોરે,
ભાવભક્તિના રૂડા ઢાળી બાજોઠીયા, પ્રીતમજીને પધરાવોરે,
હરખી હરખી....

અંતરના પ્રેમથી પૂજન કરો એમનું, મંગળ ગીતડાં ગાવોરે,
પ્રેમનાં પુષ્પ મ્હારા વ્હાલાને વ્હાલાં, પ્રેમનાજ હાર પ્હેરાવોરે,
હરખી હરખી....

દેહ ને ગેહ કોઇ કામ ન આવશે, તેમાં તે મન ન લોભાવોરે,
પત્થરથી પણ ઘણાં કાઠાં છે કાળજાં, ભાવના નીરથી ભીંજાવોરે....
હરખી હરખી....

સાચા હૃદયથી જો સેવશોજ શ્યામને, તો તો સંસાર તરી જાવોરે,
અનેક ભક્ત પણ આ રીતેજ ઓધર્યા, એમાં ન વ્હેમ કાંઇ લાવોરે,
હરખી હરખી....

જયાંરે જુઓ ત્યાં શ્રીહરિની લીલા, લ્યોને અમુલખ લ્હાવોરે,
શંકર શ્રીકૃષ્ણ કન્હૈયાના પ્રેમમાં, ડૂબેલા મનને ડૂબાવોરે....
હરખી હરખી....

## ગીત ૬

જોડો, જોડો, જોડોરે તમે હરિમાં ચિત્ત હવે જોડો,
હાંરે તમે પ્રભુમાં ચિત્ત હવે જોડો.... ટેક.

મોહ ને મમતાના ચાળા મૂકીને,
પાપ બુદ્ધિનું પેટ ફોડોરે....તમે હરિમાં....

માત પિતા સુત નાર છે મિથ્યા,
તેઓના પરથી મન તોડોરે....તમે હરિમાં....

સ્નેહ સરિતાનાં નીર છોડીને,
મૃગજલ પીવા ન દોડોરે....તમે હરિમાં....

સર્જનહારને સ્મરશો નહિ તો,
ચઢશે તમારો વરઘોડોરે....તમે હરિમાં...

સમજુ છતાં અણુસમજુ બનીને,
ભકિતને નહિ તરછોડોરે....તમે હરિમાં....

પોતાના અવગુણ ઢાંકી રાખીને,
કેમ બીજાને કમખોડોરે....તમે હરિમાં....

સાર અસારનો ખ્યાલ ન તમને,
તેથીજ કરો તરફોડારે...તમે હરિમાં...
શંકર હરિ ગુરૂ સંતની સેવા,
બીજા ઉધામા બધા છોડોરે....તમે હરિમાં....

## ગીત ૭

સાધુ ! સોઇ પુરૂષ મોહે ભાવે,
મોહ લોભ રૂ માયા તજકે,
હરદમ હરિગુન ગાવે....સાધુ....ટેક.

જગમેં રહે ફિર જગસેં ન્યારા, જુઠ કભી ન ચલાવે,
જ્ઞાન અગ્નિકી ધુની ધખાકર, સભી કરમકો જલાવે....સાધુ....
"આવે સો જાવે-જાવે સો આવે," વો સબ માયા કહાવે,
કોઇ કિસીકા નહિ હૈ જગમેં, નિજમનકો સમજાવે....સાધુ....
ઘટઘટ વ્યાપક એક હરિ હૈ, તામેંહી ચિત્ત લગાવે,
અંતર મોહ હટાકર અંતર, પ્રેમકી જ્યોતિ જગાવે....સાધુ....
અંતર બાહર એક સમજ કર, દ્વૈતકા ભાવ મિટાવે,
શંકર હરિગુરૂ સંતકે ચાકર, નિશ્ચય વો તર જાવે....સાધુ....

## ગીત ૮

સાધુ ! ક્યું હરિગુન નહિ ગાવે,
જાકે પ્રતાપ તરે ભવસિંધુ,
ફિર જનમ નહિ પાવે....સાધુ....ટેક.

જુઠી હૈ માયા જુઠી હૈ કાયા, જુઠાહી ખેલ રચાવે,
સર્જનહારકા સુમરન તજકે, જુઠાસેં નેહ લગાવે....સાધુ....

ખાનાપીના ખૂબ ખેલના જગમેં, યે સબ તુમકો ભાવે,
પલભર નામ પ્રભુકા ન લેતે, કૈસે વૈકુંઠમેં જાવે....સાધુ....

સુમરન બિન તરે નહિ કોઈ, ચ્હાય વહિં વો જાવે,
મનકો ઠેર કીયા બિન કોઈ, મુક્તિ કભી નહિ પાવે....સાધુ....

અપના અંતર ઘોર અંધેરા, જગકો કયા સમજાવે,
શંકર હરિ ગુરૂ સંતકે ચાકર, સચ્ચીહી બાત બતાવે....સાધુ...



# ❋ પ્રેમ પચીસી ❋

## મંગલાચરણ

એક અનાદિ અનંત જે, સુંદિર શ્યામ સ્વરૂપ,
તે મમ પ્રાણાધાર છે, અન્ય ભજે ભવકૂપ.

× × × ×

હરિ કહો કે હર કહો, રામ કહો કે શ્યામ,
એકજ અંતર્યામીનાં, જુદાં જુદાં છે નામ. ૧

× × × ×

પૂર્વ જન્મના પુણ્યથી, મળીયા શ્રી ગુરૂરાજ,
સુંદિર શ્યામ બતાવીને, સાર્યાં સઘળાં કાજ. ૨

× × × ×

ગુરૂ દયા રવિ ઉગતાં, ટળ્યું તિમીર અજ્ઞાન,
સદ્‌ગુરૂ શબ્દ વિચારતાં, ભેટયા શ્રીભગવાન. ૩

× × × ×

મંગળ મૂર્તિ આપની, વ્હાલા સુંદિર શ્યામ,
ચરણામૃત પ્યાસીજ હું, અન્ય ન એકે કામ. ૪

× × × ×

આપનાં અમૃતમય વચન, સુણતાં તૃપ્તિ ન થાય,
રાત દિવસ મ્હારૂં હૃદય, આપનો મહિમા ગાય. ૫

× × × ×

મનહર મુખ જોયા વિના, ચાલે નહિ જરાય,
ચેન પડે નહિ ચિત્તને, ઘર ઘર દોડયું જાય. ૬

× × × ×

આપશ્રીની કરૂણા વિના, ભવસિંધુ ન તરાય,
માન બડાઈના ભૂખ્યા, ભક્તો માર્યા જાય. ૭

× × × ×

આધીનતા રાખે નહિ, રાખે નહિ વિશ્વાસ,
કેમ કરી પાખંડીઓ, આવે આપની પાસ. ૮

× × × ×

ધન આપે ધન ઉગરે, ધન રાખે ધન જાય,
બાપ થઈને પારકી, પુંજી કેમ ખવાય. ૯

× × × ×

વ્હાલા આપની મ્હેર તો, મળે જગતમાં માન,
આપની મ્હેર ન હોય તો, ભાવ પૂછે નહિ શ્વાન. ૧૦

× × × ×

આપનું તેજોમય વદન, જોઈ લજાયે કામ,
પતિત પાવન ચર્ણમાં, કોટિવાર પ્રણામ. ૧૧

× × × ×

મહિમા શ્રીહરિ આપનો, બ્રહ્માદિક પણ ગાય,
તો પછી હું પામરતણું, લેખું શું લેખાય. ૧૨

× × × ×

આપ દયા પારસમણિ, મ્હારૂં મન શુદ્ધ લોહ,
સ્પર્શ થતાં કંચન બન્યું, નીકળ્યો કાટ વિમોહ. ૧૩

× × × ×

ખોળી જોતાં ખલકમાં, ઉપમા મળે ન એક,
એવા અનુપમ આપની, મ્હારે એકજ ટેક. ૧૪

× × × ×

અનંત કોટિ વિશ્વમાં, કોઇ ન આપની તોલ,
આપ મળે અંતર ઠરે, મટેજ હાલંડોલ. ૧૫

× × × ×

હે શ્રીકૃષ્ણ કૃપાનિધિ, શું છે આપનો પ્રેમ,
કહ્યા વગર કામો કરો, એ શું ઓછી રહેમ. ૧૬

× × × ×

કામાદિથી હણાય નહિ, ઇંદ્રિયથી ન ઠગાય,
ભાવપૂર્ણ ભકતોજ અહિં, આવી વસે સદાય. ૧૭

× × × ×

વ્હાલા આપ મળ્યા પછી, જરા ન રાગ–દ્વેષ,
જો રહે રાગ–દ્વેષ તો, કદિ મટે નહિ કલેશ. ૧૮

× × × ×

શબ્દાદિથી જેમનું, મન છે અતિ ઉપરામ,
હરદમ જે ભજે આપને, એનું છે અહિં કામ. ૧૯

× × × ×

આપ સ્વરૂપ આખું જગત્, જે ભક્તોને જણાય,
તે ભકતો માયાથકી, તાણ્યા નહિ તણાય. ૨૦

× × × ×

દાસ બન્યો હું ત્યારથી, રાખી અનન્ય પ્રેમ,
વ્હાલા આપ વહાવતા, મ્હારૂં યોગ ક્ષેમ. ૨૧

× × × ×

આપ વિના આ વિશ્વમાં, મ્હારૂં મળે ન કોઇ,
ખોળી ખૂબ વિચારીને, મેં તો લીધું જોઇ. ૨૨

× × × ×

ઝાઝું બોલે શું વળે, ક્યાં છો આપ અજાણ,
આપ વિના આ ઝુંપડી, જાણે ઘોર મસાણ. ૨૩

^ × × ×

પલપલ દર્શન આપજો, પલપલ કરજો મ્હેર,
જાવું હોય તો જઇ શકો, આપ આપના ઘેર. ૨૪

× × × ×

જ્યાં જોઉં ત્યાં આપ છો, તોપણ મન લલચાય,
શંકર બેસી ધ્યાનમાં, પ્રેમ પચીસી ગાય. ૨૫



## પરમ પૂજ્યપાદ સદ્‌ગુરૂ શ્રી શંકર મહારાજનાં રચેલાં પુસ્તકો

## ૧. શ્રી શંકર વિલાસ ત્રીજી આવૃત્તિ કિંમત રૂ. ૨–૮–૦

### હાલમાં (દ્વિ. શ્રાવણ વદ. ૦)) સુધી કિંમત ૧–૪–૦

અભાગ્યેજ એવું કોઈ સ્થળ મળશે કે જ્યાં આ ગ્રંથનાં ભજનો ગવાતાં નહિ હોય. ગામેગામ, ઘરોઘર ને મંદિરે મંદિરે આ ગ્રંથનાં ભજનો ગાઇ ભાવિક જનો આનંદ લુંટી રહ્યા છે. આ ગ્રંથમાં ૬૧ ગઝલો, ૨૮ કાવ્યો, ૧૧૪ ગરબીઓ, ૧૬૨ આધ્યાત્મિક ભજનો, ૨૦ ઉલટ વાણીનાં અર્થ સહિત ભજનો, ૫ પ્રભાત, ૧૦૦ કુંડળીયા, ત્યાશીઆનો રાસ, ૫૦૧ સાથીઓ, ૧૫ સોરઠા, આત્મ સ્તોત્ર, છપ્પાષ્ટક, થાળ, આરતી વગેરે ઉપરાંત બે ભક્ત બાઇઓનાં કેટલાંક ભજનો પણ આપવામાં આવ્યાં છે. પાકું પુંઠું, ઉત્તમ ગ્લેન્ઝ કાગળ પૃષ્ટ ૪૪૭ તથા પુંઠા પર સુંદર રેપર પણ રાખવામાં આવ્યું છે.

## ૨–પરમ તત્ત્વ વિલાસ

આ ગ્રંથમાં આદ્ય શંકરાચાર્યનાં રચેલાં તત્ત્વબોધ, આત્મબોધ, વાક્યસુધા, વાક્યવૃત્તિ, અપરોક્ષાનુભૂતિ, સદાચાર, મણિરત્નમાલા, મોહમુદ્‌ગર, ચર્પટપંજરિકા. નિર્વાણદશક, બ્રહ્મનામાવલિ, વગેરે તથા. પ. પૂ. મહારાજશ્રી કૃત પંચદશી સારભૂત કાવ્ય સંગ્રહ, આત્મશતક, પાખંડ પચીસી તથા શંકરવિલાસમાં નહિ છપાયેલાં ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તત્ત્વબોધ આદિ ગ્રંથોની એટલી બધી સરસ ને સરલ ટીકા કરવામાં આવી છે કે જે વાંચવાથી મનને અતિ આનંદ ઉપજે છે. ઉત્તમ ગ્લેઝ કાગળ, પાકું પુંઠું, પૃષ્ટ ૨૩૧ કિંમત ૧–૦–૦

હાલમાં (દ્વિ. શ્રાવણ વદ ૦)) સુધી) અર્ધ કિં. ૦–૮–૦

**૩. સ્વરાજ્ય સંગ્રામ બોધ** (હાલમાં આ મળતી નથી)

મલવાનું ઠેકાણું:—**પ. પૂ. શ્રી. શંકર મહારાજ**
દરિયાપુર મોટીસાલેપરી—**અમદાવાદ.**
**પા. ભગજીભાઇ રેવનદાસ**
ઠે. પટેલ સોસાયટી જહાંગીરપુર **અમદાવાદ.**




**અમદાવાદ**—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.